* પ્રકાશન નં. ૩૨૨ *

# તકદીરી ફૈસલો

## આપણા ઈમાનની આકરી કસોટી

— ઇસ્માઈલ બી. રંજા

પ્રકાશન વિભાગ

દારુલ ઉલૂમ ભરૂચ-મહમૂદનગર,

મુ. પો. કંથારીઆ-૩૯૨ ૧૬૨

તા. જિ. ભરૂચ (ગુજરાત-ઇન્ડિયા)


અનુક્રમણિકા

# ઊઘડતે પાને........

**ઈમાને મુફસ્સલ :**

- ઈમાન લાવ્યો હું
- અલ્લાહ પર
- અને તેના ફરિશ્તાઓ પર
- અને તેની કિતાબો પર
- અને તેના રસૂલો પર
- અને કિયામતના દિવસ પર
- **અને આ વાત પર કે સારી તકદીર (નિયતિ) અને ખરાબ તકદીર અલ્લાહ તરફથી હોય છે**
- અને મૌત પછી સજીવન થવા પર.

**ઈમાને મુજમલ :**

ઈમાન લાવ્યો હું અલ્લાહ તઆલા પર, જેવો કે એ પોતાના નામો અને સિફતો–વિશેષણો સાથે છે.

અને મેં એના તમામ હુકમો કબૂલ કર્યા.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# — પ્રાકકથન —

نَحْمَدُهٗ وَنُصَلِّيْ عَلٰى رَسُوْلِهِ الْكَرِيْمِ

તકદીર વિષે સમયાંતરે કિતાબો લખાતી આવી છે.

નજર સામેની કિતાબ પણ એ શ્રંખલાની કડી છે.

કિતાબોમાં આવે છે કે કિયામત પહેલાં તકદીરના મુન્કિરો પેદા થશે. આજે એનો આછેરો અણસાર આપણને સાંપડી રહ્યો છે. વીસમી સદીના અંત ભાગમાં આજે ઘણીવાર મુસલમાનોના મોઢેથી ખુદાઈ ફેંસલાઓ પર એવા તર્કો સંભળાય છે કે જે એમના ઈમાનને સલબ કરી નાંખે.

સબ્ર–શુક્રની હાલત પર જીવન વ્યતિત કરવામાં જ મુસલમાન માટે દુનિયા–આખિરતની કામિયાબી છે. બેસબ્રી અને નાશુક્રી મુસલમાનના ઈમાનને છીનવી લે છે. અલ્લાહવાળા એવું જીવન ગુજારતા કે જાણે નવડાવનારના

હાથમાં રહેલું શબ ! તકદીરી ફેંસલાનો કશી આનાકાની અને સંકોચ વગર સ્વીકાર કરવો તે વ્યક્તિ માટે સરળ છે, જેનામાં ઈમાનની હરારત (ચેતના) છે. કમજોર ઈમાનવાળો તકદીરના ફેંસલાને પચાવી શકતો નથી.

પ્રસ્તુત કિતાબમાં તકદીરનાં વિવિધ પાસાંની સરળ ભાષામાં છણાવટ કરવામાં આવી છે. આ કિતાબ લખવાનો હેતુ એ જ છે કે ઈમાને મુફસ્સલમાં કરેલો ઈકરાર "વલકદરિ ખયરિહી વ શર્રિહી" સાર્થક થાય. અલ્લાહ તઆલા આસાન ફરમાવે, આમીન !

અહકર,

**ઈસ્માઈલ બી. રંજા**

## ૧. સ્વપિછાણ, અલ્લાહની પિછાણની ચાવી છે

- અલ્લાહ એક છે.
- તે દાના અને બીના છે.
- તે દરેક ચીજ પર કુદરત ધરાવે છે.
- તે પૂર્ણ તાકાતવાળો છે.
- તે અશક્ત કે લાચાર નથી.
- તે સાત આકાશ અને સાત પૃથ્વીઓનો માલિક છે.
- તે અર્શ અને કુર્સીનો માલિક છે.
- બ્રહ્માંડની એક પણ ચીજ અન્યના અંકુશમાં નથી.
- બ્રહ્માંડમાં એક પણ કામ તેની જાણ બહાર થતું નથી.
- પ્રત્યેક સર્જન તેના ઈરાદાથી અસ્તિત્વમાં આવે છે.
- નાની-મોટી દરેક ચીજ તકદીરમાં લખેલી છે.
- દરેક ભલું-બૂરું પણ તકદીરમાં લખેલું છે.
- કુફ્ર-ઈમાન અને હિદાયત-ગુમરાહી તેના તકદીરી ફેંસલા છે.
- તકદીરી ફેંસલા અફર છે.
- એમાં તસુ વધ-ઘટને અવકાશ નથી.
- જગતભરના બુદ્ધિશાળીઓ ભેગા થઈને તેમાં પરિવર્તન આણી શકતા નથી.

- આ વિશ્વને તે અન્યરૂપે પણ પ્રસ્તુત કરી શકતા નથી.
- એનું સર્જન પૂર્ણ છે–તેમાં ખોડ–ખાંપણ કે ખામીને લેશમાત્ર અવકાશ નથી.
- દરેક સર્જન અને તેની કાર્યશૈલી પાછળ તેની અપાર હિકમતો રહેલી છે.
- આ બધી હિકમતો માનવજાતના સમજવામાં આવતી નથી'.

આમ, અલ્લાહ તબારક વ તઆલાની કુદરત કે તાકાતના વખાણમાં જેટલું લખીએ તેટલું થોડું છે. કોઈકે સાચે જ કહ્યું છે :

"ધરતી સબ કાગદ કરૈં
લેખની સબ બનુરાઈ

સમુંદર સબ સ્યાહી કરૈં
ખુદા ગુણ લિખ્યો ન જાઈ."

હવે આટલા મહાન શક્તિશાળી ખુદા તઆલા સામે તેના એક શ્રેષ્ઠ સર્જન માનવને મૂકો અને તેનો તુલનાત્મક અભ્યાસ કરો તો માનવજાતને પોતાની પામરતા અને ક્ષુલ્લકતાનો ખ્યાલ આવ્યા વિના નહિ રહે.

માનવજાત ગર્વ કરે છે મુખ્યત્વે ચાર બાબતોમાં :

(૧) જ્ઞાનમાં (૨) શક્તિમાં (૩) સૌંદર્યમાં (૪) ધન-સંપત્તિમાં.

હવે આ ચારેવ ચીજો વિશે માનવજાતમાં રહેલી પામરતાનો વિચાર કરીએ.

જ્ઞાનની વાત કરીએ તો અલ્લાહ તબારક વ તઆલાનું જ્ઞાન સંપૂર્ણ અને અક્ષુણ્ણ છે.

જ્યારે માણસના મગજની એકાદ નસ પણ કામ કરતી બંધ થઈ જાય તો તે ગાંડામાં ખપી જાય, તેની પાસે કોઈ ઊભું રહેવા પણ રાજી ન થાય.

શક્તિની વાત કરીએ તો અલ્લાહ તબારક વ તઆલાની શક્તિ અનહદ, અપાર અને અક્ષુણ્ણ છે.

જ્યારે માણસને એકાદ મચ્છર પણ કરડી જાય તો તે બેચેન બની જાય છે. એકાદ માખીનો ડંખ પણ તેનાં ગાત્રો ઢીલાં કરી નાંખે છે.

રૂપ-સૌંદર્યની વાત કરીએ તો અલ્લાહ તબારક વ તઆલાનું સૌંદર્ય સંપૂર્ણ અને અક્ષુણ્ણ છે.

બે દિવસ પણ માણસ સ્નાન ન કરે તો તેનું શરીર ગંધ મારવા લાગે, કોઈ તેની પાસે બેસે નહિ.

ધન-સંપત્તિની વાત કરીએ તો અલ્લાહ તબારક વ તઆલા પાસે તો દરેક ચીજના ખઝાનાઓ છે. તે પોતે જ રબ અને રઝઝાક છે. તે 'સમદ' છે-તેની બધાને જરૂર છે, જ્યારે તેને કોઈની જરૂરત નથી.

જ્યારે પાંચ-પંદર રૂપિયા અથવા સોના-ચાંદીનો એકાદ ટૂકડો પણ માણસનો ગુમ થઈ જાય તો તે બેબાકળો બની જાય છે. તેની રાતની ઊંઘ હરામ થઈ જાય છે.

માનવજાતની ક્ષુલ્લકતા, પામરતા અને નશ્વરતા વિશે આટલું જાણી લીધા બાદ આવો, હવે 'તકદીર' પર વિચાર કરીએ.

તકદીર એટલે મુકદ્દર, કિસ્મત, ભાગ્ય કે વિધિના લેખ.

**અલ્લાહ** તબારક વ તઆલાએ પૃથ્વીના સર્જનના પચાસ હજાર વરસો પૂર્વે કિયામત સુધી શું થવાનું છે અને માનવકરણી કેવી હશે તે તમામ વાતો એક સુરક્ષિત સ્લેટ પર લખી દીધી છે.

આ સુરક્ષિત સ્લેટને "લવ્હે મહફૂઝ" કહેવામાં આવે છે.

દુનિયામાં આજે આપણને જે કાંઈ ઘટનાઓ ઘટતી દેખાય છે અથવા માનવજાત દ્વારા જે કાંઈ ગતિવિધિઓ

થતી જોવા મળે છે તે અલ્લાહ તબારક વ તઆલાએ લખેલ તકદીરનો અદના કરિશ્મો છે.

વિશ્વમાં ઘટતી આ વૈવિધ્યપૂર્ણ ઘટનાઓ દરેક બુદ્ધિશાળી જીવને અલ્લાહ તઆલાની મહાન કુદરતનો સ્પષ્ટ સંકેત આપે છે.

જો માણસ સાચા અર્થમાં પોતાની જાતને પિછાણતો થાય તો તેના માટે અલ્લાહ તઆલાની પિછાણ સરળ બને છે.

માણસનું સદ્‌ભાગ્ય તેને હિદાયત મળે તેમાં છે.

હિદાયતયાફતહ ઈન્સાન ફરિશ્તાથી ચઢિયાતો છે.

માણસનું દુર્ભાગ્ય તેને ગુમરાહી મળે તેમાં છે.

ગુમરાહ ઈન્સાન શયતાનથી પણ બદતર છે.

## ૨. ખુદાદાદ અખત્યાર અને નફસાની ખ્વાહિશ

તકદીરનો શબ્દકોશીય અર્થ છે–અંદાઝ લગાવવો.

સ્થપતિ ભવનનિર્માણનો એક નકશો બનાવે છે એ જ રીતે અલ્લાહ તબારક વ તઆલાએ પૃથ્વીના સર્જન પૂર્વે તેનું તકદીર લખ્યું છે.

સ્થપતિના નકશા અને અલ્લાહ તબારક વ તઆલા નિર્મિત તકદીરમાં આકાશ-પાતાળનો ફરક છે.

માનવજાતના દરેક કામમાં ભૂલને અવકાશ છે, જ્યારે અલ્લાહ તબારક વ તઆલાએ લખેલ તકદીરમાં લેશમાત્ર ભૂલને અવકાશ નથી.

અલ્લાહ તબારક વ તઆલાએ બે પ્રકારની સૃષ્ટિનું સર્જન કર્યું છે : (૧) માનવસૃષ્ટિ (૨) માનવેતર સૃષ્ટિ.

માનવસૃષ્ટિ ઈલ્મ અને ઈરાદો ધરાવનાર છે, જ્યારે માનવેતર સૃષ્ટિ ઈલ્મ અને ઈરાદો ધરાવતી નથી.

અલ્લાહ તબારક વ તઆલાએ માનવસૃષ્ટિને 'ઈખ્તિયાર'ની એક તાકાત આપી છે. આ ઈખ્તિયાર (કે અખત્યાર) અથવા ઈરાદા દ્વારા તે સારાં-નરસાં કૃત્યો કરે છે.

ઈન્સાનનો 'અખત્યાર' 'ગેર ઈખ્તિયારી' છે. એટલે કે માણસના પોતાના ઈખ્તિાયરમાં નથી કે તે પોતાની જાતને 'ઈખ્તિયાર'ની શક્તિ આપી શકે. ટૂંકમાં તે એક ખુદાદાદ શક્તિ છે.

જ્યારે અલ્લાહ તબારક વ તઆલાની ઈખ્તિયારની તાકાત તેની પોતાની સિફત છે; તે કાયમી છે, જ્યારે માણસની ઈખ્તિયારની તાકાત કામચલાઉ છે.

યાદ રાખો. અલ્લાહ તબારક વ તઆલાએ સૃષ્ટિનું જે તકદીર લખ્યું છે તે તેનો ઇલ્મ છે, જ્યારે ઈન્સાનમાં રહેલી ઈરાદા કે ઈખ્તિયારની તાકાત અને તેનાથી સર્જાતાં કૃત્યો માનવજાતની નફસની ચાહત છે.

એ રીતે જોઈએ તો માણસ પોતાના કૃત્યો માટે મજબૂર માત્ર નથી.

આ વાત આપણે એક ઉદાહરણ દ્વારા સમજીએ.

માણસ દુનિયામાં કોઈ કામ કરે છે. દા. ત. તે મકાન બનાવે છે તો એ શું કહે છે ? "આ મકાન મેં બનાવ્યું."

એ જ રીતે તે કોઈ વાત કહે છે તો તે કહે છે, "આ મેં કહ્યું."

આમ માણસ અસબાબનો સહારો લઈ જે કાંઈ કરે છે અથવા કહે છે તો તેની નિસ્બત પોતાના તરફ કરે છે. ખુદાદાદ અસ્બાબ અને ખુદાદાદ બુદ્ધિનો ઉપયોગ કરી મેળવેલ સિદ્ધિથી મળતાં લાભ માણસ પોતે ભોગવે છે.

પરંતુ જ્યારે એને કોઈ તકદીરી બુરાઈ પહોંચે છે ત્યારે તેની નિસ્બત તકદીર અને એ રીતે ખુદા સાથે જોડી પોતાને મજબૂર માત્ર ગણે છે.

શું કોઈ ખૂનીને દુનિયાની કોર્ટ માત્ર એટલા માટે છોડી દેશે કે તેણે કરેલું ખૂન એકમાત્ર તકદીરી ફેંસલો છે ? કદી પણ નહીં. તો પછી માણસને કુકૃત્યો બદલ મળનાર દોઝખ વિશે તે આટલો અબુધ કેમ બને છે ?

તકદીરી ફેંસલાઓ વિશે ગુમરાહ ફિરકાઓનો આ દુનિયામાં તોટો નથી.

એક ફિરકો માણસને મજબૂર માત્ર માને છે. આ ફિરકાની ખોટી દલીલનું ખંડન ઉપરના વિવરણ પરથી મળી રહેશે.

બીજો એક ફિરકો એમ માને છે કે માનવે કરેલા કાર્યોનું જ્ઞાન અલ્લાહ તબારક વ તઆલા અને માનવ બંનેને સાથે થાય છે.

અલ્લાહ તબારક વ તઆલાએ પૃથ્વીના સર્જનના પચાસ હજાર વરસો પૂર્વે તેનું તકદીર લખી દીધા બાદ ખરેખરના આચરણ કે કાર્ય વખતે જે તે ચીજનું તેને જ્ઞાન થવાની વાત કરવી વાહિયાત જ ગણી શકાય.

આ ફિરકાની દલીલ અલ્લાહ તબારક વ તઆલાના “સિફતે ઈલ્મ” પર સીધો હુમલો છે, એટલું જ નહિ, તે અલ્લાહ તબારક વ તઆલાના ‘અજ્ઞાન’ તરફ આંગળી ચીંધે છે. નઊઝુબિલ્લાહ આવા માણસનું ઈમાન કઈ રીતે બાકી રહે ?

ત્રીજો એક ફિરકો પ્રકૃતિવાદીઓનો છે. તેઓ માને છે કે એ બધું તો આમ જ પ્રાકૃતિક કે કુદરતી રીતે થયા કરે છે તેમાં કોઈની દખલને અવકાશ જ નથી. બધું આમ જ ચાલ્યા કરે છે. પ્રકૃતિવાદીઓની એ વાત જો ઘડીભર માની લેવામાં આવે તો સવાલ ઊભો થાય કે ઝૈદને લાખો રૂપિયા કેમ મળ્યા? અને તેનો પડોશી શબ્બીર ગરીબ કેમ રહ્યો? પાણી ઠંડુ જ કેમ અને આગ શા માટે ગરમ? એકને હિદાયત કેમ મળી અને એક ગુમરાહ શા માટે?

આ સવાલોના જવાબ તે લોકો આપી શકતા નથી. ચોખ્ખી વાત છે કે એ બધાનો રચયિતા કોઈ છે અને નિઃશંકપણે તે અલ્લાહ તઆલા જ છે, જેણે દરેકનું તકદીર નિર્મિત કર્યું છે.

ટૂંકમાં તકદીરી ફેંસલો થઈને રહે છે; પરંતુ એનો કરનાર માણસ જે-તે ચીજના થતા પહેલાં તેને જાણતો નથી અને તે પોતાના નફ્સની ચાહત માટે પોતાને મળેલ અખ્ત્યારથી તે કરે છે. દુનિયામાં તેની સઝા-જઝા ભોગવે છે તો પછી આખિરતમાં જુદું કંઈ રીતે હોઈ શકે?

## તકદીરી ફેંસલો અને માનવ પ્રતિભાવ

તકદીર વિશે આટલી પ્રારંભિક ચર્ચા કર્યા બાદ

હવે, આપણે આજની પરિસ્થિતિ સાથે તેનો તુલનાત્મક અભ્યાસ કરીએ.

તકદીરી સારા–નરસા ફેંસલાઓ પર સાંપ્રત યુગમાં કેવા પ્રતિસાદ મળે છે તેનો કંઈક ઈશારો નીચેના ઉદાહરણો પરથી મળી રહેશે.

એક ભાઈને પરદેશની વીઝા ન મળી. તેમણે ઘરવાળાઓને એવો હુકમ કર્યો કે, "હવે પછી કોઈ નમાઝ પઢશો નહિ. અલ્લાહ તઆલાની ઈબાદત કરવાથી આપણને શો ફાયદો થયો ? આપણાં કામ તો થતાં નથી !"

ગામડાની એક ગમાર મહિલાનો એકમાત્ર પુત્ર અવસાન પામ્યો. તે મહિલા કહેવા લાગી કે, "ખુદા તઆલાને મારો જ દીકરો મળ્યો ? મારા એકના એક લાલને છીનવી લઇ અલ્લાહ તબારક વ તઆલાને શું મળ્યું ?"

એક ભણેલા માણસ સાથે તકદીર વિશે વાત થઈ તો તે માણસ કહેવા લાગ્યો કે, "તકદીર–બકદીર જેવું કશું છે જ નહિ. એ બધું તો એમ જ ચાલ્યા કરે છે !"

અલ્લાહ તબારક વ તઆલાની પનાહ ! ઉપરોક્ત કુફ્રિય્યહ વચનો મુસલમાનોના છે, ગેર કોમના નહિ !

આ પ્રકારના શબ્દો રોજ આપણે બધાં સાંભળતા આવ્યા છીએ.

આજે તકદીરી ફેંસલા પર માથું ઝુકાવી દેનાર વર્ગ અત્યલ્પ છે. બાકી મોટા ભાગનો વર્ગ તકદીરની બુરાઇ પર એવા વેણ ઉચ્ચારે છે કે જે તેમના ઈમાનને છીનવી લે છે.

આપણે આ પહેલાં જોઇ ગયા કે તકદીરી ફેંસલાને નવડાવનારના હાથમાં રહેલી લાશની જેમ નિર્લેપ ભાવે સ્વીકારી લેનાર અહલુલ્લાહના પેંગડામાં આપણે પગ ઘાલી શક્તા નથી, કારણ કે એ લોકો તો આખિરતના ભેખધારી છે; પરંતુ આમ મુસલમાનોમાંથી પણ આપણને એવા કેટલાક લોકો મળશે કે જેઓ તકદીરી ફેંસલાઓને દિલની ખુશી સાથે સ્વીકારી લે છે. આવા લોકોને જોઇને આપણને એમ થાય છે કે જમીન પરથી હજુ ઈમાન મરી પરવાર્યું નથી.

કુરઆને મજીદ અને હદીસ શરીફની રોશનીમાં વિચાર કરીએ તો તકદીરી ફેંસલાની ભલાઇ પર અલ્લાહ તબારક વ તઆલાનો શુક્ર અદા કરવાનો હુકમ છે અને શુક્ર પણ માત્ર મૌખિક નહિ, દિલથી અદા કરવો જોઈએ. શુક્રના શબ્દો આ છે : "અલ્હમ્દુ લિલ્લાહ. !"

એ જ પ્રમાણે તકદીરી ફેંસલાની બુરાઇ પર અલ્લાહ તબારક વ તઆલાથી સબ્ર માંગવાનો હુકમ છે. એ માટેના શબ્દો આ છે : "ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન." [બેશક, આપણે સર્વે પોતાના જાન અને માલ સાથે અલ્લાહ તઆલા તરફથી છીએ અને તેના જ તરફ આપણે પાછા ફરનાર છીએ.]

અલ્લાહ તબારક વ તઆલાના એક વલી કાપડના વહેપારી હતા. આ તે જમાનાની વાત છે કે જ્યારે મોટા ભાગનો વેપાર જહાઝ મારફત કરવામાં આવતો.

એક વાર મજલિસ વચ્ચે આવીને તેમના એક નોકરે સમાચાર આપ્યા કે હઝરત આપણી ફલાણી સ્ટીમર દરિયામાં ડૂબી ગઈ.

આ સમાચાર સાંભળતા હઝરતે માથું નીચે ઝુકાવી અલ્હમ્દુ લિલ્લાહ કહ્યું.

થોડી વારે એ જ મજલિસમાં એ જ નોકરે આવીને હઝરતને એવો સંદેશો આપ્યો કે જહાઝના ડૂબી જવાના સમાચાર ખોટા હતા. જહાઝને દરિયા કિનારે લાંગરી દેવામાં આવ્યું છે.

હઝરતે એ જ પ્રમાણે માથું નીચે ઝુકાવી "અલ્હમ્દુ-લિલ્લાહ" કહ્યું.

મજલિસની સમાપ્તિ પર તેમના એક ખાદિમે હઝરત (રહ.)ને પૂછયું કે હઝરત નફો અને નુકસાન— બન્નેવ પર "અલ્હમ્દુ લિલ્લાહ" કહેવાનો કાંઈ અર્થ સમજાયો નહિ.

હઝરતે સ્મિત કરતાં કહ્યું કે જ્યારે પણ મને જહાઝ ડૂબવાના સમાચાર મળયા ત્યારે મેં મારા હૃદય તરફ નજર કરી. મેં જોયું કે નુકસાનથી સહેજ પણ દુઃખની લાગણી એમાં જન્મી નથી, એટલા માટે મેં અલ્હમ્દુ લિલ્લાહ કહ્યું.

ફરી જ્યારે સ્ટીમરના પાછા ફરવાના સમાચાર મેં સાંભળયા ત્યારે મેં મારા હૃદય તરફ નજર કરી. મેં જોયું કે એમાં સહેજ પણ ખૂશીની લાગણી જન્મી નથી, તેથી મેં અલ્હમ્દુ લિલ્લાહ કહ્યું.

જોયું? તકદીરી ફેંસલાના ભલા–બુરા સમાચાર પ્રત્યે અલ્લાહ તઆલાના વલીનું હૃદય કેવું નિર્લેપ હતું!

દરેક મુસલમાનના હૃદયની સ્થિતિ પણ આ પ્રમણે જ હોવી જોઇએ.

## તકદીર અને તદબીર વચ્ચેની સૂક્ષ્મ ભેદરેખા

### શું તદબીર તકદીરથી વિરુદ્ધ છે?

દુનિયામાં આપણે જોઇએ છીએ કે ઈચ્છિત ધ્યેયપ્રાપ્તિ માટે બે માણસો તનતોડ મહેનત કરે છે. તેમાંના એક માણસને સફળતા મળે છે અને બીજા માણસને નિષ્ફળતા મળે છે.

માનવ સ્વભાવ પ્રમાણે મહેનત અને તદબીર કરનાર એમ વિચારે છે કે આ જે કંઈ પણ મને મળ્યું, તે મારી તદબીર અને મહેનતને કારણે મળ્યું છે, જ્યારે નિષ્ફળતા મેળવનાર એમ વિચારે છે કે મારી તદબીરની ખામીને કારણે મને નિષ્ફળતા મળી છે.

ઉપરોક્ત બન્નેવની વિચારસરણી ખોટી છે. ન તો સફળતા મેળવનાર માણસે પોતાની તદબીરની વાહવાહ કરવી જોઈએ અને ન તો નિષ્ફળતા મેળવનાર માણસે પોતાની તદબીરને દોષ દેવો જોઈએ; બલકે બન્નેવ માણસોએ તકદીરની ભલાઈ અને બુરાઈ–બન્નેવનો ખૂશીથી સ્વીકાર કરી લેવો જોઈએ. એ જ આપણું ઈમાન છે.

પછી પ્રશ્ન એ થાય છે કે દરેક ચીજ તકદીરથી થયા જ કરતી હોય તો પછી તદબીર કરવાની જરૂરત ખરી ?

યાદ રાખો, અલ્લાહ તબારક વ તઆલાએ દરેક ચીજ અસ્બાબથી જોડી છે; બલકે સમગ્ર વિશ્વ અસબાબ અને ચીજો સાથે ચલાવ્યું છે.

આમ અસ્બાબથી અસ્બાબનું બનવું (અર્થાત્ ચીજોથી ચીજોનું નીકળવું) સુન્નતે ઈલાહી છે.

જ્યારે અસબાબ વિના ચીજોનું બનવું કુદરતે ઈલાહી છે.

આ બંને રીતે વિશ્વમાં કામ થતાં જોવા મળે છે.

હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) ફરમાવ્યા કરતા હતા કે હું નમાઝમાં જંગની સફો બનાવું છું (કહેવાનું તાત્પર્ય એ કે ઈસ્લામી સૈન્યને ધારી સફળતા મળે તે માટે ખલીફએ અવ્વલ સદા પ્રયત્નશીલ રહેતા હતા); પરંતુ એ જ ખલીફા જ્યારે બીમાર પડયા ત્યારે કોઈકે એમને તબીબને બોલાવવા કહ્યું ત્યારે આકાશ તરફ ઈશારો કરી કહ્યું કે અલ્લાહ સૌથી મોટો તબીબ છે.

એ જ રીતે હઝરત ઉમર (રદિ.) હંમેશા એ વિશે ચિંતાતુર રહેતા હતા કે આમ મુસલમાનોને કઈ રીતે રાહત–સુખ મળે !

એકવાર તેમણે અબૂ લૂલૂ નામના એક અગ્નિપૂજકને કહ્યું કે તું ઘંટી સારી બનાવે છે, મુસલમાનો માટે તું એક ઘંટી બનાવ.

પેલાએ કહ્યું કે હું એવી ઘંટી બનાવીશ, જેમાં તમારા ચુરા થઈ જશે. (આ વાત તેમની કત્લ તરફ ઈશારો હતી.)

કોઈકે જ્યારે ખલીફએ સાનીને કહ્યું કે તમે એની ધરપકડ કેમ કરતા નથી ? તેમણે કહ્યું કે અમલ (આચરણ) વિના માત્ર કથન ગુનોહ કઈ રીતે બને ? અને તકદીરનું લખેલું તો થઈને રહેશે.

જોયું ? ઉપરના બંને ઉદાહરણો પરથી એ વાત સ્પષ્ટ જાણવા મળે છે કે આપણા અસ્લાફ પોતાની બાબતમાં તો તવકકુલનો આશરો લેતા હતા અને આમ મુસલમાનો માટે તદબીરનો.

આમ, બરાબર જોઈએ તો તકદીર અને તદબીર વચ્ચે જબરજસ્ત જોડ છે. તદબીર તકદીરથી વિરુદ્ધની ચીજ નથી.

માણસ માટે જરૂરી છે કે તે પોતાની શક્તિ પ્રમાણે તદબીર કરી લે અને પછી અલ્લાહ તબારક વ તઆલા પર ભરોસો કરે.

[ઊંટને ખીલે બાંધ્યા વગર આવનાર સહાબીને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કહ્યું, "પહેલાં ઊંટને ખીલે બાંધો ને પછી તવક્કુલ કરો." આ સુન્નતે ઈલાહી છે.]

પરંતુ જો માણસ એવા સકંજામાં આવી જાય કે તદબીર માટે કોઈ અવકાશ ન રહે તો તેને અલ્લાહ તઆલા તદબીર વિના જાહેરની વિરુદ્ધ સફળતા આપે છે. જેમ કે સહાબા (રદિ.)ની એક જમાઅત દરિયા પર ઘોડા સાથે ચાલી. આ કુદરતે ઈલાહી છે.

અલ્લાહ તબારક વ તઆલાની કુદરત નિરાળી છે. બંદાઓના નફસની ઈસ્લાહ માટે તે હિકમતથી કામ લે છે. તે કેટલીકવાર અસબાબ સાથે કામો બનાવે છે તો કેટલીકવાર અસબાબ વિના. કેટલીકવાર અસબાબ સાથે કામો બનાવતો નથી કે જેથી માણસનું યકીન ન બગડે અને તેને પોતાની તદબીર પર ઘમંડ ન આવે.

કોઈકને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછયું–આ બીમારી શું ચીજ છે ?

આપ (અલયહિસ્સલામ)એ ફરમાવ્યું–તે અલ્લાહ તરફથી છે.

ફરી એ જ સહાબી (રદિ.)એ પૂછયું–તો પછી આ દવા શું ચીજ છે ?

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું–તે પણ અલ્લાહ તરફથી છે, જેને ચાહે દવાથી શિફા આપે અથવા જેને ચાહે બીમાર રાખે.

તકદીર અફર છે. તેને કોઈ ચીજ બદલી શકતી નથી, સિવાય કે દુઆ. માત્ર દુઆમાં એવી તાકાત છે કે જે તકદીરને બદલી શકે છે.

અલ્લાહ તબારક વ તઆલાની ઝાત મહા શક્તિ–શાળી અને હકીમ છે. તે પોતાની ખલ્કતમાં ચાહે તેવા ફેરફાર કરે છે; પરંતુ એ યાદ રાખવું ઘટે કે તેની ઝાત હકીમ પણ છે. તેના દરેક કામમાં હિકમત છે. એ વાત પણ માણસના નસીબમાં લખેલી હોય છે કે બંદા તરફથી દુઆ થશે તો તેને ફલાણી ચીજ આપવામાં આવશે અથવા ફલાણું દુઃખ ટાળવામાં આવશે.

પેલો પ્રશ્ન તો હજી ઊભો જ રહે છે કે જો તકદીરી ફેંસલા અફર છે, તો પછી તદબીરની જરૂરત ખરી ?

આ જ સવાલ સહાબા (રદિ.)એ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને કરેલો, કે જન્નતી અને જહન્નમી નિશ્ચિત છે તો પછી અમલની શી જરૂર ? આપ

(અલયહિસ્સલામ)નો જવાબ હતો–અમલ કરતા રહો. તે જ અમલ માણસ માટે સરળ છે, જેના માટે તે નિશ્ચિત કરવામાં આવ્યો છે. (જન્નતી માટે જન્નતમાં જવા માટેના આ'માલ સરળ બનાવવામાં આવે છે અને દોઝખી માટે દોઝખમાં જવા માટેના આ'માલ સરળ કરવામાં આવે છે.)

## ૫. ખાલિકે હકીકી અને ફાઇલે હકીકી

અલ્લાહ તબારક વ તઆલા જે રીતે ખૈરનો ખાલિક (પેદા કરનાર) છે, તે રીતે શરનો પણ તે જ ખાલિક છે.

એ અલ્લાહ તબારક વ તઆલાની કુદરત છે કે તે ખૈર અને શર, ભલાઈ અને બુરાઈ બંનેને આ દુનિયામાં તેમની ચરમસીમાએ પ્રકટ કરે છે.

ખૈરનો વાહક ફરિશ્તો અને શરનો વાહક શયતાન છે. ઈન્સાન ખૈર અને શર બંનેનો વાહક છે. ઈન્સાન જો ખૈરના કામ કરતો રહે છે તો તે આખરે ફરિશ્તા કરતાં ચઢી જાય છે અને જો તે શરના કામ કરતો રહે છે તો તે આખરે શયતાનથી પણ બદતર બની જાય છે.

આમ, દુનિયામાં થતી દરેક સારી–નરસી ચીજનો ખાલિકે હકીકી અલ્લાહ છે.

યાદ રાખો. અલ્લાહે લખેલું તકદીર એ તેનો ઈલ્મ છે. અલ્લાહ તઆલા માટે તે યોગ્ય છે કે તે અમલના પૂર્વે તે વિશે જ્ઞાન ધરાવતો હોય. અલ્લાહ તબારક વ તઆલા 'અલીમ' અને 'ખબીર' છે.

તકદીર વિષે એક ગુમરાહ ફિરકો જે એમ કહે છે કે અલ્લાહ તઆલાને બંદાના અમલ વિશે અમલ બાદ જ્ઞાન થાય છે, આ અકીદો એ વાત તરફ ઈશારો કરે છે કે અલ્લાહની પનાહ ! અલ્લાહને કરેલા કાર્ય પૂર્વે તેનો ઈલ્મ હોતો નથી. આ પ્રકારનો અકીદો ઈમાન છીનવી લે છે.

એવી રીતે જે ગુમરાહ ફિરકો એમ કહે છે કે માણસ પોતાના કાર્ય માટે મજબૂર માત્ર છે.

જો માણસ પોતાની નફસાની ખ્વાહિશ માટે કોઈ કામ કરતો હોય અને સજાની વાત આવે ત્યારે તે એમ કહે કે તે મજબૂર માત્ર છે તો તે કઈ રીતે ન્યાયયુક્ત છે ? માણસ ચોરી કરે, ઝિના કરે, તેની ખ્વાહિશ સંતોષાય અને દોઝખની વાત આવે ત્યારે તે કહે કે હું તો મજબૂર છું. દુનિયાની કોર્ટ પણ આ દલીલ સ્વીકારતી નથી તો પછી અલ્લાહની કોર્ટ આ વાત કઈ રીતે સ્વીકારે ?

હદીષમાં આવે છે કે દરેક માણસ સાથે અલ્લાહ તબારક વ તઆલાએ એક ફરિશ્તો અને એક શયતાન મૂકેલા છે. ફરિશ્તો તેને સારાં કામો કરવા પ્રેરે છે અને શયતાન નરસા; પરંતુ એનો અર્થ એમ પણ નથી કે આપણે કરેલાં કુકૃત્યો માટે શયતાનને જ દોષ દેવો જોઈએ.

-[હઝરત થાનવી (રહ.)એ આ વિશે એક સુંદર કિસ્સો લખ્યો છે.

એકવાર શયતાનને કોઈકે કહ્યું કે તું માનવજાતને કુમાર્ગે દોરે છે, તને શરમ નથી આવતી ?

તેણે કહ્યું કે હું તો માત્ર શરૂઆત કરું છું, બાકીનું કામ માનવજાત પોતે કરે છે.

આટલું કહી તેણે એક મધવાળાની દુકાન પરથી મધનું એક ટીપું લઈ બહાર છાંટયું.

તે મધના ટીપા પર છીપકલી લપકી. છીપકલીને જોઇ દુકાનદારની બિલાડીએ તેના પર ઝાપટ મારી. બિલાડીને જોઈ પાસે ઊભેલા લશ્કરના સાર્જન્ટનો કૂતરો તેના પર લપક્યો. કૂતરાએ બિલાડીને ઘાયલ કરી એટલે દુકાનદાર અને તેના સ્વજનોએ કૂતરાને ટીપી નાખ્યો. કૂતરાને

માર ખાતાં જોઈ લશ્કરના માણસો દુકાનદાર પર તૂટી પડયા. થોડીક વારમાં લોહીની નદીઓ વહેવા લાગી.

ત્યારે શયતાને પેલા માણસને કહ્યું કે જોયું ને? મેં તો માત્ર મધનું એક ટીપું બહાર છાંટયું હતું. બાકીનું કામ તો માણસે પોતે જ કર્યું.

અલ્લાહ રબ્બુલ ઈઝઝત જે રીતે ખાલિકે હકીકી છે, તે રીતે ફાઈલે હકીકી પણ તે જ છે. માણસને આપેલા અખત્યાર અને બુદ્ધિથી માણસ સુકૃત્ય અથવા કુકૃત્ય કરવા પ્રેરાય છે. સમગ્ર કાર્યોની હકીકી દોર અલ્લાહ તબારક વ તઆલાના હાથમાં જ છે.

એનું ઉદાહરણ આ રીતે આપી શકાય છે. જો કોઈ નાનું બાળક પતંગ ચગાવવા હઠ પકડે અને તેના પિતા પતંગ ચગાવી તેની દોરી બાળકના હાથમાં પકડાવી દે તો બાળક એવું જ સમજશે કે આ પતંગ હું ચગાવું છું. એમ આ દુનિયાનું સમગ્ર સંચાલન અલ્લાહ રબ્બુલ ઈઝઝતના હાથમાં જ છે. તે જ બધાં કામો કરે છે. ફાઈલે હકીકી તે જ છે. અલ્લાહ રબ્બુલ ઈઝઝત સારાં કામો ફરિશ્તા દ્વારા કરાવે છે અને ખરાબ કામો તે શયતાન દ્વારા કરાવે છે.

હિજરત વખતે દુશ્મનો પર હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જે માટી નાખી, તે વિશે કુરઆને મજીદનો ઇરશાદ છે : તમે જે માટી નાખી હતી, તે માટી તમે નાખી નથી, (હકીકતમાં) અમે જ નાખી છે.

મુહાજિર સહાબએ કિરામ (રદિ.)ને અલ્લાહ તબારક વ તઆલાએ કહ્યું કે તમને મક્કાના મુશ્રિકોએ બેવતન કર્યા નથી; બલકે અમે કર્યા છે.

ટૂંકમાં અલ્લાહ તબારક વ તઆલા દરેક ચીજના ખાલિક અને સર્જનહાર છે.

તે જ ફાઇલે હકીકી છે. સમગ્ર કામોનો દોર તેના જ હાથમાં છે.

પરંતુ માણસમાં અલ્લાહ તબારક વ તઆલા તરફથી મૂકવામાં આવેલી અખત્યારની શક્તિથી માણસ સારા–નરસાં કામો કરે છે. પોતાનામાં રહેલા સારા–નરસાં કામો કરવાનો અખત્યાર જ માણસને આખરે જન્નત અને જહન્નમ તરફ લઈ જાય છે.

## ૬. ઉપસંહાર

આગલા પ્રકરણોમાં આપણે ત્રણ બુનિયાદી મુદ્દાઓની વિશદ ચર્ચા કરી.

(૧) તકદીરી ફેંસલો અફર છે.

(૨) ઈન્સાન પોતાના અખત્યારનો ઉપયોગ કરી સારાં–નરસાં કૃત્યો કરે છે. પોતાની કરણી માટે તે જ જવાબદાર છે.

(૩) પૃથ્વી પર ઘટતી તમામ નાની–મોટી ક્રિયાઓનો સર્જક (ખાલિક) અને કરનાર (ફાઈલ) તે જ છે.

તકદીરમાં થતી મહત્ત્વપૂર્ણ ઘટનાઓમાં જીવન–મૃત્યુ, યશ–અપયશ, અમીરી–ગરીબી મુખ્ય છે.

એકવાર હઝરત ઈઝરાઈલ (અલૈ.) દુનિયાના સૌથી–જુલ્મી રાજાની રૂહ લઈ પ્રથમ આસમાને પહોંચ્યા. ત્યાં ફરિશ્તાઓએ તેમને પૂછ્યું, “હે મલકુલ મૌત ! તમને કદી કોઈ રૂહને કબજે કરતાં દયા આવી હતી ?

મલકુલ મૌતે કહ્યું : “હા, એકવાર એક નિર્જન જંગલમાં એક સ્રીએ એક બાળકને જન્મ આપ્યો આ નવજાત શિશુના જન્મ સાથે જ અલ્લાહ તઆલા તરફથી મને હુકમ થયો કે તેની માતાની રૂહ કબજે કરવામાં આવે.”

ત્યારે મને તે બાળક પર દયા આવી હતી. યા બારી તઆલા ! આ નિર્જન જંગલમાં આ બાળકનું શું થશે ?

પેલા ફરિશ્તાએ કહ્યું : હે મલકુલ મૌત ! આ જુલ્મી રાજા તે જ બાળક છે, જેની તમને દયા આવી હતી !

વિચારો, અલ્લાહ તબારક વ તઆલા કેવી રીતે માનવને જન્મ આપે છે અને કેવી રીતે તેનો ઉછેર કરે છે !]

[એકવાર હઝરત સુલયમાન (અલયહિસ્સલામ) એક માણસ સાથે વાતચીત કરી રહ્યા હતા. દૂર ઊભા રહી મલકુલ મૌત પેલા માણસ તરફ એકીટશે જોઈ રહ્યા હતા.

તેના ગયા બાદ મલકુલ મૌતને હઝરત સુલયમાન (અલયહિસ્સલામ)એ આ રીતે જોવાનું કારણ પૂછયું.

હઝરત ઈઝરઈલ (અલૈ.)એ કહ્યું, થોડીવાર પછી આ માણસની રૂહને જમીન અને આકાશ વચ્ચે કબજે મને કરવાનો હુકમ થયો છે અને હજી આ માણસ જમીન પર છે.

હઝરત સુલયમાન (અલયહિસ્સલામ)એ કહ્યું : એ માણસ મને એમ કહેવા આવ્યો હતો કે મને તમારા તખ્ત પર બેસાડી આકાશની સહેલગાહે લઈ ચાલો અને એમ જ થયું. પેલો માણસ તખ્ત પર બેસી જમીન-આકાશ વચ્ચે પહોંચ્યો ત્યારે તેની રૂહ કબજે કરવામાં આવી.]

કુદૈ કબીલાનો એક મશહૂર ડાકુ હતો. એક વાર તે પોતાની ગેંગ સાથે એક ઝાડ નીચે આરામ કરતો હતો. તેણે જોયું કે પોતાના મોઢામાં ખજૂર લઈ વારંવાર એક પક્ષી સામેના સૂકા ઝાડ પર જાય છે અને પાછું આવે છે.

પેલા ડાકુના સરદારે ઝાડ પર ચઢી જોયું કે ત્યાં ઝાડની ટોચે એક આંધળો સાંપ બેઠો છે. પેલું પક્ષી એક એક કરી ખજૂર તેના મોઢામાં મૂકે છે.

ડાકુએ વિચાર કર્યો આ સાંપ કે જેને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મારી નાંખવાનો હુકમ કર્યો તે જ્યારે આંધળો થઈ ગયો ત્યારે અલ્લાહ તબારક વ તઆલાએ તેની રોજીની વ્યવસ્થા કરી જ્યારે હું તો અલ્લાહ તઆલાનો બંદો છું, શું તે મારી હલાલ રોજીની વ્યવસ્થા નહિ કરે ?

આમ વિચારી તેણે પોતાના કુકૃત્યોની તૌબા કરી અને સામાન્ય માણસ જેવું જીવન જીવવા લાગ્યો.

ઉપસંહારમાં એમ કહી શકાય કે તકદીરનો ફેંસલો દરેક વ્યક્તિને પ્રતિપળ લાગુ પડતી બાબત છે. માણસ-જાત ખુદાદાદ અકલ દ્વારા તકદીરી ફેંસલાને સમજવા પ્રયત્ન કરે છે; પરંતુ આપણે યાદ રાખવું જોઈએ કે

તકદીરી ફેંસલો સિફતે ઈલાહી સાથે સંબંધ ધરાવે છે. તેની હકીકત સુધી માનવબુદ્ધિ પહોંચવાને અસમર્થ છે. તકદીરના ફેંસલા સામે માથું ઝુકાવવામાં જ માણસની બંને દુનિયાની સાચી કામિયાબી છે.

## ★ સંદર્ભ ગ્રંથો ★


(૧) કીમિયાએ સઆદત—(હઝરત ઈમામ ગઝાલી (રહ.)

(૨) મસલએ તકદીર—(હઝરત મવલાના કારી મુ. તય્યિબ સા. (રહ.)

(૩) જન્નતકી કુંજી—(હઝરત મવ. અહમદ સઈદ સા. (રહ.)

(૪) ફઝાઈલે સદકાત—(શયખુલ હદીસ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા સા. (રહ.)

(૫) "દારુલ ઉલૂમ" માસિક—(કંથારીઆ)


## ★ સમાપ્ત ★